શ્રી કૃષ્ણ ગિરધર લાલજીના શ્રેષ્ટ ભકત

# મીરાંબાઇ

નાટકનો ઓપેરા.

વાંકાનેર "આર્યહિત વર્ધક"

નાટક કંપનીને માટે


રચીને પ્રસીદ્ધ કરનાર

**શાવલ ત્રંબકલાલ દેવશંકર**

તથા

**ત્રવાડી ત્રંબકલાલ રામચંદ્ર**

વાંકાનેર આ૦ હિ૦ વ૦ ના. કંપનીના માલેકો.



**આવૃતિ ત્રીજી પ્રત એક હજાર**





અમદાવાદ

સીવીલ ઇસ્પીતાલ સામે પાનાભાઇની વાડીમાં

**વિશ્વેશ્વર પ્રેસમાં ઇશ્વરદાસ જેકણદાસે છાપ્યા**

સંવત ૧૯૬૧ સને ૧૯૦૫

કીંમત ૦-૨-૦

# પાત્રોનાં નામ.



સુત્રધાર }
નટી } —નાટયકાર સ્ત્રી પુરૂષ

**મીરાંબાઇ**—શ્રીકૃષ્ણ ગિરધરલાલજીનાં શ્રેષ્ટ ભક્ત મેડતાના રાજા જયમલ રાઠોડની કુંવરી અને કુંભારાણાની રાણી

**રાજરાણી**—જયમલ રાઠોડના રાણી મીરાંબાઈની મા

**સુભદ્રા**
**મોહીની** } —મીરાંબાઇની દાસીઓ

**મોટાં રાઠોડ**—કુંભારાણાના માતુશ્રી અને મીરાંબાઇનાં સાસુ

**પદ્માબા**—કુંભારાણાના બ્હેન મીરાંબાઈનાં નણંદ

**નવીરાણી**—કુંભારાણાની બીજી રાણી હાડાની કુંવરી

**રાધાજી**—મહામાયા જગત જનુની શ્રીકૃષ્ણ ગિરધરલાલજીની સ્ત્રી

**પદ્માવતિ**—રણમલ રાઠોડની દીકરી મીરાંબાઇના કાકાની દીકરી બ્હેન

**મધુવતિ**—પદ્માવતિની દાસી

**કુંભોરાણો**—મેવાડનો મહારાણો મીરાંબાઇનો પતી

**પ્રધાન**—કુંભારાણાનો દીવાન

**જયમલ રાઠોડ**—મારવાડમાં આવેલા મેડતાનો રાજા મીરાંબાઇનો પીતા

**રણમલ**—જયમલ રાઠોડના ભાઈ

**પૂષ્પસેન**—પદ્માવતિનો થનાર પતી મેવાડના ચંદાવતનો કુંવર

**શ્રીકૃષ્ણ ગિરધરલાલજી**—પરમાત્માનો દ્વાપરમાં થયેલો અવતાર

ગુરૂજી—તિરથવાસી સાધુ સંગના મહન્ત

આત્માનંદ } —તેના મુખ્ય શિષ્યો
વિષયાનંદ }

વિષમસિંહ—કુંભારાણાને ખોટી સલાહ આપી મીરાંબાઈ સાથે
વિક્ષેપ પડાવનાર હજુરી

અકબર—ભરતખંડનો સહેનશાહ

તાનસેન—અકબરનો માનીતો ગવૈયો

મહાત્મા તુલસીદાસ—રામાયણના કર્તા શ્રી રામચંદ્રજીના પરમ ભક્ત.

દીપસિંગ } —કુંભારાણાના હજુરીયો
સરનાનસિંગ }

જીવી ગોસાઇ—એક મહાત્મા

દાસીયો, દરબારીઓ, ચોપદાર, કવી, પુરોહિત, વારાંગના, વડારણો, રાસધારીઓ, ભૈયા, ગોપીઓ, ગુગળી વિગેરે વિગેરે.



## " શ્રી કૃષ્ણ ગિરધર લાલજીના શ્રેષ્ટ ભક્ત "

# મીરાંબાઇ નાટકનો ટુંકસાર.

### અંક ૧ લો.

પ્ર. ૧ માં—નટી અને સુત્રધારની વાતચીતથી વસ્તુ સુચન.

પ્ર. ૨ માં—મીરાંબાઇનું સ્વપ્નમાં શ્રી કૃષ્ણ ગિરધરલાલજીની સાથે પરણવું ત્યાં શ્રી કૃષ્ણ ગિરધરલાલજીનું દર્શન થવુ, જયમલ રાઠોડનું મીરાંબાઇની અનન્ય ભક્તિ જોઇ ખુશી થવું, અને તિરથવાસી સાધુ સંગના મહંત પાસેથી શ્રી ગિરધરલાલજીની મૂરતી લેવાનો મીરાંબાઇ હઠ લેવો વીગેરે.

પ્ર. ૩ માં—પદ્માવતિ જયમલ રાઠોડના ભાઇ રણમલ રાઠોડની કુંવરી પોતાની દાસીઓ સાથે યોગ્ય વર વરવાની ગોઠવણ કરવી.

પ્ર. ૪ માં—મીરાંબાઇએ ગુરૂ પાસેથી ગિરધરલાલજીની મૂરતી લેવાનો હઠ લીધા બદલ વિષયાનંદનું ઇર્ષા ભાવથી જોવું અને તેથી મીરાંબાઇને વિષય વાટે દોરવાની પ્રતિજ્ઞા કરવી ત્યાં આત્માનંદનું ધીકારવું તથા સુભદ્રાનું મીરાંબાઇની ભક્તિ જોઈ ખુશી થવું મોહીનીની મીરાંબાઈની ભક્તિ પ્રત્યે ઇર્ષા વિષયાનંદે મીરાંબાઇનું શિયળ ભંગ કરવા મોહીનીની કબુલાત

પ્ર. ૫ માં—કુંભારાણાના દરબારમાં મીરાંબાઇના લગ્ન સબંધી ખાંડુ લઈ આવવાનું કહેવા રાજ ગોરનું આંવવું ને ખાંડુ

લહી વિષમસીંહને મોકલવા સાથે તે આનંદમાં ઉત્તમ પ્રકારનો વારાંગનાઓનો નાચ

પ્ર. ૬ માં—રસ્તામાં વિષયાનંદને આત્માનંદે મીરાંબાઈ પ્રત્યે ખરાબ દ્રષ્ટી કરતાં અટકાવવાને નીતી ભરેલા વાકયો નો બોધ દેવો.

પ્ર. ૭ માં—તિરથવાસી મહંતે શ્રી ગિરધરલાલજીની મૂરતી મીરાંબાઇને આપવી મોહીની તથા સુભદ્રા અને પૂષ્પસેનનું મીરાંબાઈ સાથે ચીતોડ તરફ રવાના થવું.

પ્ર. ૮ માં—મીરાંબાઇના ઓઝણાનું ચીતોડ તરફ રવાના થવું તેની સાથે મોહીનીના પ્રપંચથી વિષયાનંદનુ પણ ચીતોડ જવું

પ્ર. ૯ માં—પદ્માવતિનું તેની સખીયો સાથ ગરબે રમવું પસંદ કરેલ છબી મુજબ પૂષ્પસેનનો. ચ્હેરો મેળવવો પૂષ્પસેને છબી નીચેનો દોહો વાંચતાં મેવાડના ચંદાવતનો પૂત્ર છે એમ જાહેર થવું ને બન્નેનું પવિત્ર પ્યારમાં જોડાવુ.

પ્ર. ૧૦ માં—દુષ્ટ વિષમસીંહ તથા મોહીનીના ભરમાવ્યાથી કુંભારાણાનું મીરાંબાઈ પ્રત્યે ગુસ્સે થવું અને કુળદેવીનાં દર્શન કરવા સારૂ વરઘોડિયાંએ તૈયારી કરવી વિગેરે.

પ્ર. ૧૧ માં—કુળદેવીને મીરાંબાઇ નહિ નમવાથી કુંભેરાણા તેના પર અત્યંત ક્રોધાયમાન થઈ ભૂતવાળા મ્હેલમાં મીરાંબાઇને રાખવા વિષમસીંહને હુકમ આપવો

---

# અંક ૨ જો.

પ્ર. ૧ માં—વિષયાનંદ તથા મોહીનીની પ્રપચંની વાતો ત્યાં સુભદ્રાએ આવી તેમ નહીં કરવા નીતી ભરેલા વાકયોનો બોધ કરવો.

પ્ર. ૨ માં—ભૂતવાળા મ્હેલમાં મીરાંબાઇનું આવવું ત્યાં શ્રી કૃષ્ણ ગિરધરલાલજી આવી મીરાંબાઇને ધીરજ આપી જવું સાસુ નણંદ ની નીચતાની શરૂઆત વીગેરે.

પ્ર. ૩ માં મીરાંબાઇ પાસે કોઇ બીજો પૂરૂષ આવે જાય છે એવું વિષયાનંદે વિષમસીંહને કહેવું રાણાને તેડી જવા અને તે બાબત આત્માનંદની નાપાડવી વીગેરે.

પ્ર. ૪ માં—પૂષ્પસેનના પ્યારમાં ઘેલી થએલી પદ્માવતિ કાશી યાત્રનું બ્હાનું કરી ચીતોડ આવી પૂષ્પસેનને મળવું અને પૂષ્પસેનના કહેવાથી સ્વયંવરની તૈયારી કરાવવા પદ્માવતિએ તેના પીતા પાસે જવું.

પ્ર. ૫ માં—મીરાંબાઇ પાસે શ્રીકૃષ્ણ ગિરધરલાલજીનું આવવું કુંભારાણાનું ઉઘાડી શમશેરે મીરાંને મારવા આવવું મીરાંબાઇનાં ચાર સ્વરૂપ થવાં ને રાણાનું ડરી ભાગી જવું.

પ્ર. ૬ માં કુંભારાણાના કહેવાથી વિષમસીંહે મીરાંબાઇને ઝેર આપવા જવું ને આત્માનંદનું તેમ કરતાં અટકાવવું.

પ્ર. ૭ માં—મીરાંબાઈની આજ્ઞાથી સુભદ્રા તથા પૂષ્પસેનનું રાણાજી પાસે જવું તથા વિષયાનંદની યાચનાથી મીરાંબાઇયે અંગદાન

દેવા તૈયાર થવું. મીરાંબાઈના બોધથી વિષયાનંદનું શુદ્ધ થઇ ભક્તિમાં જોડાવું ત્યાં વિષમસીંહનું ઝેર લઇને આવવું મીરાંબાઇયે શ્રીકૃષ્ણ ગિરધરલાલજીનું ચરણામ્રત ધરી ઝેર પી જવું.

૮ માં—કુંભારાણાની નવી રાણી મીરાંબાઇના મતને મળતી થવાથી રાણાનું ગુસ્સે થવું. સુભદ્રાનું રાણાને ભક્તિ માર્ગમાં પ્રેરવવા આવવું તથા પૂષ્પસેનની વિચીક્ષણ બુધ્ધિપર રાણાનું ખુસી થવું.

પ્ર. ૯ માં—મિરાંબાઇની શ્રીકૃષ્ણ ગિરધરલાલ પ્રત્યે ભક્તિની પ્રસંસા સાંભળી અકબર બાદશાહે તાનસેનને સાથે લઈ પરીક્ષા કરવા આવવું ભક્તિ જોઇ ખુશી થવું વિષમસીંહે કુંભારાણાના કહેવાથી મીરાંબાઇને સાળીગરામનું નામ દઇ સરપનું આપવું વીગેરે.

પ્ર. ૧૦ માં—મીરાંબાઇને મારવાના અનેક ઉપાયો કરતાં મીરાંબાઇ મરતાં નથી એવું જાણી રાણાનું ગભરાવું મીરાંબાઇને કાઢી મુકવાનો ઠરાવ કરવો તથા રાણાના પટાવત ચંદાવતનો પૂત્ર છે એમ પુષ્પસેનનું પ્રગટ થવું.

પ્ર. ૧૧ માં—મહાત્મા તુલસીદાસે મીરાંબાઈની પ્રસંસા કરવી ત્યાં તેને વૃંદાવનમાં જવા કહેવું રાણીજી વિગેરે એ આવી. મીરાંબાઇને કાઢી મુકવાની ધમકી આપવી ત્યાં શ્રીકૃષ્ણ ગિરધરલાલજીનું ગરૂડ ઉપર બેસી આવવું અને મીરાંબાઇને વ્રજમાં લઇ જવાં વિગેરે.

## અંક ૩ જો.

---

પ્ર. ૧ માં—વૃજના રસ્તામાં કરી રાખેલ સંકેત પ્રમાણે વિષમસીંહે મીરાંબાઈને મારવા આવવું આત્માનંદ વીગેરેનું સમજાવવું ને ત્યાં વિષમસીંહનું ગાંડુ થવું.

પ્ર. ૨ માં—પદ્માવતિ પોતાની દાસી મારફતે પોતાના પીતા રણમલ રાઠોડને સ્વયંવર કરવાનું કહેવરાવવું.

પ્ર. ૩ માં—વૃંદાવન જમનાજીનો ઘાટ મીરાંબાઇ તથા જીવી ગોસાઇનો ધર્મ સબંધી વિવાદ રાસધારીયે વસ્ત્રહરનનો રાસ બતાવવો વિગેરે.

પ્ર, ૪ માં—સુભદ્રાના સદ્બોધથી કુંભારાણાનું પીગળવું મીરાંબાઇ વૃજમાં ગયાંના ખબર મળવા ત્યાંથી પાછાં લાવવા માણસો મોકલવાં વીગેરે.

પ્ર. ૫ માં—મીરાંબાઇ તથા સર્વે ગોપીઓનું શ્રીકૃષ્ણ ગિરધર લાલજી સાથે દાણ લીલાનું રમવું મીરાંબાઈની ઇચ્છાથી દ્વારકાં લઈ જવાં; રાણાના તેડવા આવનાર માણસોનું મીરાંબાઇ દ્વારકાં ગયાનું સાંભળી દીલગીરી થઈ પાછું જવું,

પ્ર. ૬ માં—મીરાંબાઈ પાછળ રાણાનો પશ્ચાતાપ મીરાંબાઇ દ્વારકાં ગયાની ખબર મળવા અને તેથી દ્વરકાં જવાની તૈયારી કરવી

પ્ર. ૭ માં—પદ્માવતિને પુષ્પસેનનો સ્વયંવર પુષ્પસેનને રણમલે રાઠોડે પોતાનું રાજ્ય અરપણ કરવું.

પ્ર. ૮ માં—પૂયસેન અને પદ્માવતિનો પ્રેમ ભર્યો વિનોદ અને ત્યાંથી જરઘોડિયાનું મીરાંબાઈનાં દર્શન કરવા દ્વારકાં જવું

પ્ર. ૯ માં—શ્રી દ્વારકાંમાં રણછોડરાયજીના મંદીરનો દેખાવ મીરાંબાઇની પ્રભુ પ્રીતી અપુર્વ ભક્તિ કુંભારાણાના આગ્રહથી મીરાંબાઇની પ્રભુ પાસે ચીતોડ જવા આજ્ઞા લેવી ત્યાં રણછોડરાયજીના તેજ સાથે મીરાંબાઇનું સમાઇ જવું પ્રભુ ભક્તિનો વિજય વિજય, શાન્તી, શાન્તી, શાન્તી,

---

૧૧૩૧

### શ્રીકૃષ્ણ ગિરધરલાલજીના શ્રેષ્ટ ભકત

# મીરાંબાઇ નાટકનાં ગાયનો

સુત્રધાર— ( ૧ )

વંદૂ વિભૂ વિશ્વાધાર, ભૂમિ મધ્યે અવતરી હરતા ભાર;
ગૌ વિપ્ર પાળી, શુભબુદ્ધિશાળી, દૂષ્ટોને ટાળી, અજર અમર. વંદૂ.
ન્યાય સ્થાપી વેદપાળ રાખી, સુખનો સમાજ સંત કાજ;
શ્રષ્ટિ શ્રેષ્ટકારી દેવ શિરતાજ ..........................વંદૂ.

નટી— ( ૨ )

વ્રજ વનવસિયા મુજ ઉર હસિયા,
જોઇ મુખ ભાંગે ભુખ જાય દુખ ભવનાં............વ્રજ.
ધારણગીરી નરવરા અઘહરા
જસોમતિ ધરી રતી, તન મન નિજ ધન............વ્રજ.
કુદી કાલિંદી મહીં નાથ્યો કાળી નાગ,
માર્યો મામા કંસને, લડી લાખેણો લાગ;
મહી લુંટી ઝુંટીને ખાધાં પીધાં ખાંતે નાથ,
એવાં કીધાં ચરિત્ર ગાઉં તે બતાવી ગાથ;
કરણહાર, મરણપાર, વાહ ? વાહ ? વાહ ?............વ્રજ

મીરાંબાઇ— ( ૩ )

પરણી નિજ ધરણી કરી નવ તજાય ગિરધરલાલ
અવીનાશી તમદાસી, કરીપ્યાસી, ગયાનાસી,
પ્રણતપાળ પ્રભુ દીન દયાળ ધરી ઉર વહાલ;

દો દરશ હાલ, તજીશ દેહ, કરીશ ખેહ.
સરવ સ્નેહ અધમ એહ
સબંધ અગળ હાથ, નવ છોડશો..............પરણી

**કૃષ્ણ મીરાં—** ( ૪ )

કૃ—પ્રિતી રીતી ધારી અતી જાણ્યો મને જગપતી
વિરહ ન થાય હવે બીવું ના
મી—કદી નહી ભુલી જસો ભામીનીને ભગવત
તમ વિણ ઘડી પણ જીવું ના,
કૃ—પાળીશ પ્રિતી પ્યારે ન ભીતી લીધેલ જીતી પ્યારી મને
મી—મીંન રહે નહીં નિર વિના, તેમ હું તમ વીણુ નાથ,
કૃ—પ્રેમ બંધનથી બાંધીઓ, સદાય વિચરીશ સાથ. પ્રીતી.
મી—જીવન મુકત થઇ જગતમાં, નિરંકૂશ પદ પ્રેમ
કૃ—એવું પદ પામ્યા પછી કર્મ તણો નહી નેમ........પ્રીતી.

**જયમલ, મીરાં, સાધુ, વીગેરે—(૫)**

**જય—**ખરે પરમ ધરમ ધર્યો મીરાંએ મન.
**સાધુ—**હશે અચલ સુમન થશે પ્રભુ પ્રસન,
**મીરાં—**હુંતો વારી નાખું પ્રભુ પરે તન મન ધન;
રોમ રોમમાં અવાજ ગિરધારી નામના તે કદી ટળે નહીંજ
**જય—**મુર્તિની છે કામના,
**મીરાં—**કાંમના સત્ય હું હરી ભ્રત્ય,
**જય—**ત્યારે વા કૃત્ય...........................ખરે
**મીરાં—**આજ મુજ લોચનો થયાંજ ત્રપ્ત દર્શથી નામને તજું નહીં
**સાધુ—**હું આપી દઇશ હર્ષથી,

મીરાં—ખુશીથી નેક પરખો ટેક;

જય—વાહ વિવેક......................................ખરે

પદ્માવતિ, દાસીયો— ( ૬ )

પદ્મા—હા હા હુંછું યોવન ભરી ભામીનીરે એ છે મારા પતિ.

દાસી—વાવા મળ્યાં વિધુને વળી જામનીરે જોડી શોભે અતિ.

પદ્મા—ચાલ રૂડી ચાલતી હંસણી લજાવતી યૌવનમાં મહાલતી રંગ ભરી હું.

દાસી—કામ તણી કામની સુંદર જે શ્યામની તેથી અતિ આપની શોભા કહું.

પદ્મા—પ્રિતીને પરખી હૈયામાં હરખી નેહેથી નીરખી જોડી મેં સરખી

દાસી—વારી વારી રૂપથી વા, વા, વા, વા, તરૂણી તુજ મતિ. હાં.

પદ્મા— ... ... ... ... ... ... ... ...હા હા.

આત્માનંદ—વિષયાનંદ— ( ૭ )

આત્મા—જારેજા, જારેજા, જારેજા, આ તારૂં મોઢું અહીંથી તુંબાળ.

વિષયા—વારેવા, વારેવા, વારેવા, જપુંછું જુવતીની નીત માળ.

આત્મા—સુધાતજીને કાં વિખતું ખાય. શુક તજી શીદ કાગને ચહાય.

વિષયા—શ્યામની સુધાને માનુંનીમાળ, પ્રેમફલ પૂરણુછે પ્રતીપાળ.

આત્મા—વિકટવાટછે ઓભાન, મરા બોલતું ઉરમાંલે.

વિષયા—સંપતિ મારી તું દેખી, શકે નહીં તેથી આવાં વેણુકે.

આત્મા—ધિ:ક ધિ:ક ધિ:ક ધિ:ક તને, હીત કરણુ હારને વેરીગણે.

વિષયા—ઠીક ઠીક ઠીક ઠીક હવે શઠ, શીદ તારી મેળે જ્ઞાની બણે.

આતમા—......................................જારેજા.

સુભદ્રા—મોહીની ( ૮ )

મો—ઉપરથી બતાવે, ડોળ જારનાર છોતું
સુ—શરમ રાખી બોલ, બેહેન સહચારી છોતું.
મો—પ્રિત રીત જોતું
સુ—મેસમુખ ધોતું.
મો—જન્મ શીદ ખોતું
સુ—રામનામ ગોતું, ભક્તિ રાહેધા.
મો—.................................ઉપરથી.
સકળ સાર યાર છે, પરમ ચીજ પ્યાર છે.
યાર નામ સાર છે, પ્રેમી જાણનાર છે.
સુ—ભક્તી ઉર આણવી સુ, મોજ રોજ માણવી.
માળ જપી જાણવી, ન તેલી ધાણી તાણવી હરી ગુણગા.
મો—.................................ઉપરથી.

દરબારીઓ— ( ૯ )

ચીરંજીવી સુજાણ ,મધુરી વાણ વદીએ આજ.
રાણા કુળ કેરા તાજ,.......................ચીરંજીવી.
ધરમ કરમ કરણ હાર, પરમ શરમ ધરણ હાર.
હળી હળી કહી સારંગપાણી, સુખી સદા કરો તિમીર ભાણ.

કંચનીઓ ( ૧૦ )

સાપમ ગમરે સાની સાધપગ મરેગ
પની ધસા નીરે સાગ રેપમગ રેનીસા............સાપ
ગમ ગમ પપ મપમપ ધધ પધ પધ નીની
ધનીધની સાસા પમપમ ગગ મગમગરેરે ગરેગરેસાનીધનીસા
પમ ગમ પસાસા પમ ગમ ગરેસા

પમ ગમ પસારે ગરેસાની ધનીસા સાસા
ગરે ગરે સાનીસા પગપગ રેસાસા મગરેસા
ધની ધનીસાસા સા પ રે ધ પ મ ગરેસા

જયમલ્લ-મીરાં (૧૧)

મીરાં—ગિરધર મુરલી ચાહું ચીતે ઝટપટ અરપો પિતા પ્રીતે
કમળ સરીખાં નયનો જે મુજ મનનાં હરનારાં તે
પૂજીશપ્રિત ધરીને નિત રૂડેરી રીત ગાઈશ ગીત,
જે ચરણથી પ્રગટ થઇ જગ પાવનિ શુભ સુરસરી,
જે ચરણથી અધમ અગળા,અહલ્યા પલમાં તરી
જે ચરણ છે કમળ સમ મુનિ મન મધુપ રહેતા ઠરી.
તે ચરણ પૂજીશ સદા અરપો પિતા કરૂણા કરી

જય—મુજ પૂણ્ય મુરતિ બ્હેન મીરાં ટેક દ્રઢ તમ જોઇને
આપૂંછુ ગિરધરલાલ રહેજો ચરણમાં મન પ્રોઇને

મીરાં—આશીશ આપું આપને પિતાપરમ મમ પ્રિતથી
વદજો સુયશ સાથે સુઆયુ દાન માનની રીતથી. ગિરધર

વિષયાનંદ—મોહીની (૧૨)

વિષયા—ફાવિશ હું એ ફંદમાં આનંદમાં જુદિ થશે મીરાં છળતાં
મોહીની—વાગીશ વેર ચીતથી અનિતથી પ્રિતથી મીરાં મળતાં
વિષયા—એ ભળી ભગત જનમાં માન ધરે અતિ મનમાં
મોહીની—વળી ગોવિંદના ગુણ ગાય નવ હુંથી સહેવાય
વિષયા—કરં કામીની એહ નીજ વશમાં
મોહીની—કપટ ઝપટ કરી નફટના સંગમાં ભળતાં—
વિષયા—..............................ફાવિશ

પદ્માવતિ—દાસીઓ (૧૩)

જીવનજીરે જીવનજી પધાર્યાં પરદેશ, મુકી બાળ વેશેરે, જુગજીવનજી.
દીવાળીનો વાયદો વાલીડે વિતાવ્યોજો
વાયરા વાયાતોય નાવ્યારે જુગજીવનજી.........જીવનજીરે
જોશ જોશી પાસે જોવરાવ્યારે તોય નણદીનો વિર નાવ્યા
કાગ પાસે શુકન જોવરાવ્યા- તોય કથે સદેશડા નકાવ્યા.
પીયુડા, જીવડો, વિરહે જાશેજી
શાતલડીરે રઢીયાળી રંગીલી વ્હાલા વિનાની વેરણ થઇરે
રોઇ રોઇ આંખથી આંસુડાં ખુટયાં.
સેજ સઘળી ભીંજાઈ ગઇરે.................( રોઇ રોઈ )
પ્યારો પધારશેને પ્રિત રીત પાળશે
ટાળશે કામના તાપનેજી (૨)
સેજ સવાંરી હું ફુલડાં પાથરૂંને
જપું છું જીવનજીના જાપનેજી ( હા હા હા હા હા )

પદ્માવતિ—પૂષ્પસેન (૧૪)

પૂષ્પ—ગોરી ગુણીયલ જાશું અમારે ગામરે.
પદ્મા—નારી નિશ દિન નહિં ભુલે નાથ નામરે
માળ ધારી હાથે કહીશ સ્વામિ સ્વામિ,
શિશ, સ્નેહે નામિ, જેમ ભક્તિ ગામિ જપે રામરે
પૂષ્પ—.........................................ગોરી.
રાજ કુંવર રૂડા અતિ અવની માંહી અનેક
પદ્મા—હૃદયથકી જીવે નહિ મિનતણી એ ટેક,
પૂષ્પ—એમ કર ાં કસોટી જો કંચન થાસો

ગુંણુ મારા ગાશો પ્રીત પાણી પાશો.

**પદ્મા**—હુંજ રતિ, થાશો. આપ કામરે

**પૂષ્પ**—..........................................ગોરી

**કુંભોરાણો**— ( ૧૫ )

કુડીરાણી વામી જાણી વિષભરી, ખારી સુંણી વાણી.

વિષમ વિચારૂં રદય વિદારૂં, શમશેર મારૂં મુજ મન ઠારૂં

એ મનહરણી મુજશું પરણી, ત્રિક્રમ ધરણી થાયશું તરૂણી.

જોરૂં શીરીતેએ બોલીને જીતેએ, હાકહેમુખે પીડુદુઃખે સુવેસુખેન.

**કુંભોરાણો-મીરાં-મોટાંપદ્મા—(૧૬)**

**કુંભો**—થઈશ મરણુ શરણુ અધમ નષ્ટ એક પલકમાં.

**પદ્મા**—પરમ ધરમ શરમ ભરમ કરમ નતજ ખલકમાં

**કુંભો**—જોતાં તુંને ઉઠે ઝાળ મીરાં તારા આવ્યો કાળ

**પદ્મા**—તાત કેરૂં સાસરાનું કુળકાં લજવે

**મીરાં**—હું કરૂં શું મન મારૂં વેશ એ ભજવે શામગો શિરતાજ

**કુંભો**—......................................થઈશ

**મીરાં**—નવરહે છાંયો શરિર વિણુ, વળીચાંદની ચાંદા વિના.

નત્ર રહે મીરાં શામળા વિણુ સત્ય બાનાની બીના.

---

## અંક ૨ જો.

**મોહીની વિષયાનંદ સુભદ્રા—(૧૭)**

વિષયા—મનહર કમલ વદનીને કનક કદળી
નાર અનુપમ આકૃતિની તરણુ તારણુ છે.
મોહી—નખ શિખ મદન મુરતીને નયન નમણાં;
છેમ નરવર પૂરૂષ પ્રિતે મનડું ઠારણુ છે
સુભદ્રા—હરિ ભજ્યા વિના ધિ:ક્કાર છે જનનીને પેટ દાસો ભાર છે,
પથરા જેવાં નરનારીયો રમતાં વિષયી જે જારીયો.
મોહા—પુરૂષોને અંક ધારીયે, નયનોનાં બાણુ મારીયે,
વિષયા—સલુંણી આ સુંદરીઓને વિસારે જગમહીં જનમીને તે
જખ મારે.
મોહી—સકળ સાધન સુખનાં એ પુરૂષ પોતે છે.
સુભદ્રા—તારૂં મોઢું બાળ ઉરે ઉઠે છે ઝાળ
વિષ— ... ... ... ... ... ... ... ... મનહર

**મીરાં—કૃષ્ણુ (૧૮)**

મીરાં—આવ્યા આવ્યા મારે આંગણે આવ્યા માવા,
કૃષ્ણુ—પ્રિતિ પેખી મીરાં તમારી સાચી વાવા.
ટેક ખરી ઉરધરી લાજપરી ખાસકરી. ટેક,
મીરાં—..........................................આવ્યા
કૃષ્ણુ—ઘટ નીરખ્યા મે તો ઘણાં પણુ નીરમળ નહીં એક
મીરાં—મમઘટ નીરમળ નાથજી તમ બાનાની ટેક. આવ્યા.
કૃષ્ણુ—બાગ સરપથી માવડી વાત્સઅનળથી ગાય,
મીરાં—માંયાથી નીજ ભક્તને પ્રભુ રક્ષવા ધાય આવ્યા

**મીરાં-મોહીની-સુભદ્રા-વીગરે (૧૯)**

બધાં—બહુ બોલકી શું થાય લાજ લાગે છે કાય,
બેઉ કુળ તણી આબરૂ જાય જાય જાય.

મીરાં } ઈશ ભજતાં નવજાય થાય વધારે બાઈ;
મોહીની } બેઉ કુળતણી આબરૂ વાય વાય વાય,
સુભદ્રા } ઈશ ભજમાં નડે નકી નકે તે પડે.

બધાં—સંકટમાં કાં સડે થઈશ ફટ ફટ ફટ ફટ..........બહુ
મીરાં—વ્હાલું મુજને વિશ્વમાં કૃષ્ણ વિના નહિ કોય,
પ્રાણ તણી પરવા નથી એથી અધીક શું હોય,
બધાં—કુળકરમ શરમ ભરમ સરવે તે છોડીયાં
જોતી નથી જરા જાત ભાત ( હાય હાય )
મી-મો-સુ—સરવ મહીં રામછે સાચાએ શ્યામ છે;
બધા—ભક્તિતણું નામછે છોનફટ નટખટ...............બહુ

**પદ્માવતિ-પૂષ્પસેન (૨૦)**

પૂષ્પ—પડો પંથે પ્રિતમજી વિનતિનાં વેણમારા સમજી
પદ્મા—વદો વદોને રમણી નખરાળાં નેણભરી નમણી,
પદ્મા—સ્વામી શાંતિથી ચાતકીને ઠારશો.
પૂષ્પ—થઈ તરણી સંસાર સિંધુ તારશો.
પદ્મા—સારો ગણું વિયોગ મન જેમાં મળવા આશ.
પૂષ્પ—બુરો અતિ સંયોગ ત્યાં અલગ થવાનો ત્રાસ.
પદ્મા—પ્રિતીની રીતીથી પ્રેમી મળાય એ ઉરમાં ગુણ ધરીએ વાલમજી
પૂષ્પ—નેકીની ટેકીથી પ્રિતિ પળાય, ત્યારે રદાય થાય રૂહેજો મોહનજી
પદ્મા—..............................................પડો

**કૃષ્ણ—મીરાં** (૨૧)

**મીરાં**—વાહ ? વાહ ? વાહ ? વાહ ? નાથ પાસ પામી બોધ

**કૃષ્ણ**—જપ તપ શમ દમ સકળીત જીધો મમ પદપંકજ રદય સજી લ્યો

અમીયસમ વચન કેમ વિસારૂં પરમહીત સમજી ઉરે ધારૂં

**મીરાં**—તનમન ધન મમ તમપર વારૂં

... ... ... ... ... ... ... ... વાહ !

સંસારી સહુ ઝેર સમા મુજ મનથી વ્હાલા

**કૃષ્ણ**—એવી દ્રઢતા દેખી થયોછું વશહું બાલા

જેમ બરફને નિર મળેછે તેમજ મળશો

**મીરાં**—કરૂણા કેશવ કરી મારા સુઉરમાં ભળશો

**મીરાં**— (૨૨)

મારા શામળીયા શિરતાજ માધો માંહી રેણાજી

મારે આગળ આવજો મોહન હાજર બિડા પાન

ચંપો મરવો મોગરો કાંઈ ફુલ ગુલાબની આન હાં...હોમારા

કરજોડી મેં અરજ કરૂં છું એહી અરજ મોરીમાન

મીરાં દાસી શરણે આઈ ચાકર મરજી દાન હાં...હોમારા

**મીરાં—કૃષ્ણ** (૨૩)

**મીરાં**—મારા મનથી ગિરધારી નામની લેલાગી,

**કૃષ્ણ**—તમે સંસારીમાં જોયુંરે જાગી મીરાં તમસમ નહીં કોસુભાગી

**મીરાં**—નરવર સુંદર મુજ મન મંદીર અંદર એકજ છો વસિયા

**કૃષ્ણ**—મનહર ભક્તિ તમ ઉર ઝકતી શક્તિ ગુણ ઉરમાં ઠસીયા.

**મીરાં**—મુજ શુભ થાયે આપ પ્રતાપે એથી સુગુણ તમ ઉરમાં ભાવીયા

**કૃષ્ણ**—લ્યો મુક્તિ

મીરાં—ઘો ભક્તિ... ... ... ... ... ... મારા મનથી

સાધુમંડળ— (૨૪)

ઉઠ ભાઈ તું બેઠો થાશું સુતો સોડ તાણીરે સમર રામનેજી
નામ નાવછે ભવાબ્ધી તરવા ભજને સારંપાણીરે વિસર કામનેજી
મળે વાયરે વાદળાં વાયે વિખરી જાય
રૂણસબંધે સહું મળ્યાં લઈ દઈ પંથ પળાય.
મુરખ મનવા મોટપમાની માયા માંહી મોહમાંરે મરણ માથેછેજી
ઉત્તમ અવસર આજે આવ્યો ખોટો જાણી ખોમાંરે હીરો હાથછેજી
મારાં મારાં શું કરે સુતવિત દારાજેહ
ભજન હરીનું ભુલમાં દુર્લભ પામીદેહ... ... ...ઉઠ

મીરાં— (૨૫)

એરી મેંતો દરદ દિવાની મેરા દરદ ન જાને કોય.
ઘાયલકી ગત ઘાયલ જાને ઓર ન જાને કોય
મીરાંકા દુઃખ તબહી મીટેજબ વૈદ સંવરીયા હોય—એરી

મીરાં— (૨૬)

મનવસીયા વૃજવન વાળારે થઈ નિર્ભય મીરાં બાળા
માતતાતને ભાઈ બ્હેન સહુ જુદી પ્રીત બતાવે
મરણ સમયના સાથી નહિ કોઈ મળી બાળવા આવેરે થઈ
વ્હાલામાં વ્હાલું જે હોયે તેતાણીને બાંધે
ખોળીઆળે ઠુંઠેમારે તજો સ્નેહ એ વાંધેરે..........થઈ

રાણી-સાસુ-નણંદ— (૨૭)

સાસુ } વિચારો વિચારો વાંકું વદોમાં ખાંતેકાં થાઓ ખુવાર (રાણી)
નણંદ }

**રાણી**—મીરાં સરીખા ન માનવી જગમાં જેણે કર્યા હરી પોતાની વશમાં

**સા-ન**- ... ... ... ... ... ... ...વિચારો

**રાણી**—સાચુ કહેતાં દુ:ખ આવેતે સહીશ મારી જીભે કદી ખોટું નકહીશ

ભલેને જીવડો મારો જાય, વામજો સુખડાં

**સા-ન**-પામજો દુ:ખડાં

**રાણી**—( સાચું કહેતાં સાસુજી કાંરીસ ધરોછો )

**સાસુ**—( રાણીજી થઈશુ ગુણુ ગાવાનું કામ કરોછો ) વિચારો

**રાણો—પૂષ્પસેન**— ( ૨૮ )

**રાણો**—વાહ ? શી છે શોભા હીરો અમોલીઆ.

ક્યાંથી દાસી કરમાં સાંપડયો રાજાનો બાળક આ

હંસ પ્રમાણે જુગતિ જાણે નિર ક્ષીર પરખે

**પૂષ્પ**—જુગતી કશી ન જાણું હું રાણાજી

**રાણો**—બુદ્ધિનો રાશિ આ પરખી હરખું

હવે તજું ન ઝાલી કરે ... ... ... ... વાહ ?

**તાનસેન**— ( ૨૯ )

વાવા શ્રી મીરાં તુમ ભકતનકે શીર મોર

પારસ મનિ સમ હરીકી ભકિત સો તુમને લઈ દોર. વાવા.

ગોવરધનધર પતિ કીએ નિજ લે ઉસ્કો મન ચોર. વાવા

**આત્માનંદ, વિષયાનંદ, ( ૩૦ ) મોહિની, વિષયસિંહ.**

**આત્મા**—કૂર છો કુડાં કામી કલંકી તું કૂર છો

અનાડી અભાગી તારૂં મોઢું બાળી થા દુર ... કૂર છો

**મોહી**—નટખટ ખટપટ કરે તું શાને કાં અમારી શઠ વાત ન માને

મીરાંબાઈ તુંથી કદી નવ મરશે તુંજ મરશે લઈ મુખપર ધૂળ

વિષમ—(ભગત જગતને ઠગવા થાતા ઘરઘર ટુકડા માગી ખાતા)
નારી માંસ મદિરે માતા,
મોહી—ચૂપ ચૂપ ચૂપ ખર કુર ... ... ... ... કૂર છો

રાણો—રાણી ( ૩૧ )

રાણો—મારી રંગીની છો રામા ચાહું ના હું બીજી
રાણી—સ્વામી સદાયે સેવું હું ઉરે અતિ રીઝી
રાણો—સાચી છે તમારી નેકી ટેકી પ્યારી
રાણી—વારી વારી બલીહારી પ્યારી આ તમારી
રાણો—વ્હાલી વાવા અંતરનો આરામ ... ... ... મારી.

રાણો—પૂષ્પસેન— ( ૩૨ )

રાણો—સુખે ધારી લે તું શાણા સુત રાજ તાજ
સહુ સોંપી દઉં તુજ સુખ સાજ આજ
સમરસિંહ સમ સૂરવિર થઇને
વિજય ધાર ઝટ ધિર ઉર લઇને
આશિશ આપુ થાય સફળ કાજ ... ... ... સુખે
પૂષ્પ—અચળ રામ સમ નિતિ રીતિ ધરવા
સકળ પ્રજા સુખિ નિશદિન કરવા
પાળીશ પ્રભુ સહુ નીતિની પાજ ... ... ... સુખે

શ્રી તુલસીદાસજી— ( ૩૩ )

દોનો સીયારામ મમ ઉર ધામ કરો સબ જામ અનુજકોં લે
વિષમ કરની દુ:ખદ હરની, અમીય ઝરની, રદય ભરની દોનો
,, જયોં આદિ કવિ ઉર બસે, દિયો ભવિષ્યકો જ્ઞાન

ત્યાં મમ ઉર ખસકે પ્રભુ કરો સકલ કલ્યાન... ...વિષમ
જ્યાં શિવ મન માન સખસો મનહર રૂપ મરાલ,
ત્યાં મમ મન વસકે પ્રભુ હરો સકલ ભય સાલ. વિષમ.

---

## અંક ૩ જો

વિષયાનંદ આત્માનંદ વિગેરે—(૩૪)

જેને રદયે રામ છે, ભાઈ તેને સુખ આરામ છેજી.
મહાન મોંઘી મણી મળેલી, પારસ જેનું નામ છે......ભાઈ.
કલ્પદ્રુમને કામસુરભી, આંગણુ આડે જામ છે....ભાઈ.
તેને તજીને ભવ સુખ ચાહે, કપાળ કાળો ડામ છે....ભાઈ.

ગધ્ધાવર્ત— ( ૩૫ )

કહેનેશે દિન જાયેરે, એ વ્હાલા વિના...............કેહેનેશે.
દિલમાં કાંઈ કાંઈ થાયેરે, એ વ્હાલા વિના ......કહેનેશે.
સેજમાં સુતાં ઉંઘન આવેરે, ભોજનીયાંતો જરા ન ભાવેરે.
સ્વપ્ના માંહી સતાવેરે સતાવેરે, એ વ્હાલા વિના .. ...કેહેનેશે.
પ્રેમની પિડા તે કોઈ ન જાણેરે, જેને કહિયે તે ગાંડી પ્રમાણેરે.
બાળેછે અગ્ની આ ટાણેરે, (૨) એ વ્હાલા વિના..........કેહેનેશે.

મીરાં જીવી ગોસાઇ— ( ૩૬ )

મીરાં—ભક્તિ એવીરે ભાઇઓ એવીરે તરસ્યાને પાણી જેવી.
જુવતી જલ ભરવાને જાયેરે, સામી સખિયો મગીવાતો થાયે.
બેડું નિરધારને લેછે તાળીર. મુખે હસેછે વારી વારી.

એવું ચિતથી નથીરે વિસરવુંરે, એવું હરી ચરણે ચિત્ત ધરવું.

જીવી—એક ભમર, કમળમાં રહેછે.

તેને વાસના, કેવી ગમે છે.

સાંજ પડીને, કમળ બીડાયું.

અકળાયોને, ક્યાંઈ નજવાયું.

એને કમળની પ્રિતે મરવુંરે, એવું હરિ ચરણે ચિત્ત ધરવું.

બધા—ભકિત એવીરે, ભાઇબ્રા એવીરે.

શસધારીઓ— ( ૩૭ )

નિરત કરત નટવર ચટમટ, સહુ લપટી ઝપટી સંગીત પ્રીતસો.

થઈ કતકતા થઈ કતકતા ......................નિ ત.

ઉગટત સખીતતતત થૈ થૈ થૈ ઝીન ઝીન ઝીનનન.

ઝીનકી ઝીનની લઈ, તાતા કીનકી કીનકી લઈ.

તીકતીક તીકતીક તીકતીકતીક.

તાથોંગા તાથોંગા, તાઅગ્રત સુલરમતી..........નિરત

બાજત મૃદંગા ધીચીકીટ, ધીચીકીટ ધુરકટ ધુરકટ.

ધધમપ ધુની ગુગ્ર ધીનનં ધીનકટી લઈ.

દાગડતી દોકટતી દાગડતી દોકટતી, પરન પરત અતિ.

સાર લીયોરી રીતી, ગાનકી મહા મરકમો.

પન લણ પારક ધીનધીન વૃજ નિધિ.

સર્વ સિધિ શ્રી રાધેશ્વર...........................નિરત.

શસધારીઓ— ( ૩૮ )

પ્રિતમ વેગેનિજ પધારો.

રજની બહુત ગઈયા સુખમે, અધિકન રસવિરતારો...પ્રિતમ.

અતિ આલસ વસ દેખત પ્યારે, કોમલ વદન તિહારો.
દ્રગ ઝુમત થગ ડગ મગાત ઉત બોલ સિથિલ હૈ ન્યારો ,,
રાસ વિલાસ કરત શ્રમ પાયો તાકું તનક નિવારો ,,
નારાયણ જીવન આધાર તુમ મોનયનકો તારો ,,

કુંભો રાણો— ( ૩૯ )

શરણ ચહી પ્રભુ અર્જ કરૂંછું અતિ મુજ પાપોથી ઉરે ડરૂંછું
પાપ કરંતાં પાછુ ન જોયું રાજ્ય મદિરાથી મદાન્ધ ફરૂંછું.
મીરાં સરીખા સંતને સંતાપીયાં છે મેં અતિ
મરવું નથી એવુંજ માની અધમ કિધિ છે કૃતિ
પામ્યો અમોલી દેહ પણ ઉપયોગ ખોટો આદર્યો
હાથે ચડયો હિરો છતાં મેં કાંકરા તોલે કર્યો
પામર ગણી મુજને કર ધરજો ધ્યાન ધરણીધર શ્રીનાથ ધરૂંછું શરણ.

કૃષ્ણ— ( ૪૦ )

હમારો દાન દેરૂ બ્રજનારી,
મદમાતિ ગજ ગામિની ડોલે તું દધિ બેચનહારી,
રૂપ તોહી બિધનાને દીનો જ્યીં ચંદા ઉંજીયારી;
મટુકી શીશ કટી લે નૈના મુતિયન માલ સવારી,
હાર હમેલ ગરેમેં રાજૈ અલકે ઘુંઘર વારી
યા બ્રજમે જેતિ સુંદરી હૈ સબ હમે દેખી ભારી,
નારાયણ તેરી યા છબિપે કાન્હ જાય બલિહારી. હમારો.

ગોપિયો— ( ૪૧ )

આજ રમત રાસ સખિયન સંગ મીલકે નંદ લાલજી,
સપ્ત સુર અરૂ તિન ગ્રામ સબરી સુરનકી ચાતુર ગાન

બજત ધુઘર ધુનીથી ૨ ૨ ૨ (૩)
નીંગ-નીંગ નીંગ નીંગ નીંગ નીંગ
તા થઈ તત થઈ તતા તતા ઝીનનન ઝીનકાર હોત,
પાયલ ઠણકારહોત નકતર ક્રિટ તક ધાધા [૩] અ.જ.
હસ હસ બાત કરતહે મિલકે ચલત ચટકીલી ચાલ મન હરત,
અબ હમ ચહોં નંદ નંદન સુનો બ્રજ બિહાર સંતત ચિત સોહાત
... ... ... ... અ.જ

## આત્માનંદ, વિષયાનંદ વિગેરે (૪૨)

મીરાં ને પૂરવ જનમની છે પ્રિતરે મીરાંને હૈડે લખાણું,
હરિના હેતરે નામ નહિંરે છોડે હોજી
રાણાજીએ આપીયો ભુતડાં ભેળો વાસ,
ભુત પ્રેત ભાગી ગયાં રેમીરાંનો ઇંદર ભુવનસ્યો અવાસરે, નામ
વિખના પ્યાલા મોકલ્યા દેજો મીરાંને હાથ,
અમરત કરી આરોગીયાંરે મીરાંને રાખણ હારો રૂગનાથરે નામ
રાણે વસિયલ મોકલ્યો દેજો મીરાંને જઈ,
પૂજી મીરાંએ પ્રેમથીરે મુરતી શાળીગરામનીએ થઈરે નામ
રાણે રજા આપી પછી કાઢી ગણીને કાસ,
મીરાં ચાલ્યાં મ્હાલતાંરે બાઇને ભાવ્યો છે વ્રજનો સુવાસરે નામ
પાછળથી પસ્તાઇને રાણો કહે કોઈ જાઓ,
વેગે કહેજો વિનતીરે મીરાંબાઈ એકવાર ચિતોડ ગઢમાં આવેરે,ના

## રાણો—રાણી (૪૩)

રાણો—જે પ્રભુયે મીરાં કેરાં ઝેરનું અમૃત કર્યું,
જે પ્રભુએ ભૂત ટાળી ભવ્ય પણ ભુવને ભર્યું
જે પ્રભુએ સર્પ સાટે ધર્યા શાળીગ રામને;
હું ધસી ભગવાં જપીશ ભાવેતે પ્રભુના નામને.
રાણી—તજમાતરૂણી આપનહીં કાયાવિનાં છાયારહે,
ભજશો પ્રભુને આપપણ વિરહાનળે છાંતા રહે,
ધરવાંવટે ભગવાંતમારે એક કફની ગાળજો
નહિંતોમને બાળીને સ્વામી રાખદેહે ચોળજો———ટાળી
રાણોરાણી વિગેરે— ( ૪૪ )
જેવી કરણી કરો નર નાર, મળશે તેવાં ફળો હોજી.
દેશે જગત બધું ફિટકાર, ભક્તે નહીં ભળો હોજી.
બાવળનાં બી બોઈતિરે, કેરી નહીં કોઈ ખાય.
સંતોને સંતાપતાંતો, જડામુળથી જાય ...........ભક્તે.
સત સંગતથી પામશોરે. પરમ સુખનું દામ.
દુરિજન સંગે દુઃખીયા થશો, સરેન એકે કામ......ભક્તે.
બધા— (૪૫ )
વિભુ હવે વિજય વિજય કરજો..................વિભુ.
દંપતિ યુથમળી સુખમાં, વરતે દુઃખ સધળાં દળજો.
પદ્માવતિનું હૃદય પ્રભુજી ભજન થકી ભરજો.......વિભુ.
પદ્માવતિ— ( ૪૬ )
પદ્મા—લળી લળી લાલા ને હું, રીઝાવી તાબે કરૂં.
વ્હેલી જાગી પાય લાગી, જપું નાથજીના નામ તણી માળા.

સુ શિવજીની શમશેર ધારૂં, વેણુ વિનતીનાં બાણુ કરી મારૂં.
જંગજીતી બાંધુ પ્રિતી, એજ હથિયારે વશ કરૂં વ્હાલા ...લળી.
સ્વામિ કુળને ધરમ હું પરમ ગણુ, કરૂં સેવા ગણી દેવા.
જારી વિજારી વિસારે, સારીએ એજ રીતે નારી જીતે.
બાકી કુચાળા છે દાસા......................લળી. લળી.

**પદ્માવતિ—પૂષ્પસેન—** (૪૭)

**પુષ્પ**—ભજન ગિરધારીનું કરવું વિસારીસંસારી કામ
**પદ્મા**—બોધ આવો શું બતાવો તજવા સંસારી સુખરામ
**પૂષ્પ**—શાણી સંસાર સુખ સ્વપ્ના સરીખું છે રાખો હૃદય રામ નામ
**પદ્મા**—વાણી ગાઢ મીઠીછો હૃદયાવાસીડાજી સમજી હવે સત્ય સુખધામ
**પૂષ્પ**—ધન્ય ધન્ય
**બંન્ને**—પીશુંરામ; રસજામ; ગાશું ગોવિંદજીનું નામ આઠજામ

**સર્વે—** (૪૮)

ધરણીના ધરણુ જગપતિ સંકટ સરવના બાળજો ટાળજો ટાળજો
કરણીના કરણુ અધમ ગતિ વિષમ સરવની ખાળજો પાળજો પાળજો
વંદિ વંદિ વારે વારે વિભુજી વિનવીએ... ... ... ધરણી
જળસ્થળસરવમાં પરમપ્રગટછો હરણુત્રાસપ્રભુ જનમમરણુના...ધ.
નટવર ઘટઘટ વસજો દાહને દારજો તારજો તારજો......ધરણી

**મીરાંબાઇ** (૪૯)

શરણે થારે આયીછું જી રાજા રણુછોડ

થારી ઢીગ રાખો કાના વિનતી કરૂં કરજોડ ... ... શરણ
જોમે પાછી જાઉ જગતમેં લાગે મને મોટી ખોડ.........શરણે
રૂપદેખ કૃષ્ણુજીકો આઈ મંદીરમેં દોડ ... ... ... શરણે
નિરક્ષીર જો મીશ્ર ગઈ સજની વ્હે દેખો રાઠોડ...........શરણે



# શકિતની.

## " આંતક નિગ્રહ ગોળીયો "

તદ્દન વનસ્પતિની

આ ગોળીયો સ્ત્રી પુરૂષોએ બંન્નેને એક સરખી ઉપીયોગી અતિપૌષ્ટિક, પુરૂષત્વ આપનાર, લોહિની શુદ્ધિ કરનાર ધાતુ દોષોને મટાડનાર અને નિર્બળ માણુસને બળવાન કરનાર ઘણીજ ઉત્તમ દવા ક્રિમત ગોળી ૩૨ બત્રીસની ડબી ૧ નો રૂપિયો એક

**વૈદ્ય શાસ્ત્રી, મણીશંકર ગોવિંદજી,**

**આંતક નિગ્રહ ઔષધાલય.**

| | | |
|---|---|---|
| હેડ ઓફીસ ... | ...જામનગર ... | ...કાઠીઆવાડ |
| બ્રેંચ નંબર ૧ ... | ...મુંબાઈ ... | ...કાલબા દેવી રોડ |
| બ્રેંચ નંબર ૨ ... | ...કલકત્તા ... | ...હેરીસન રોડ |
| બ્રેંચ નંબર ૩ ... | ...પુના ... | ...બુધવાર પેઠ |

# જાહેર ખબર.

નિચે મુજબ કિમ્મતથી નાટકના ઓપેરાની ચોપડીઓ સાહેબોને જોઇતી હશે તેને શેકડે પૈસે વાંકાનેર આર્યહિત વર્ધક નાટક કંપની પાસેથી મળશેઃ—

| | |
|---|---|
| જગતસિંહ નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| શૈલબાળા નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| ચંદ્રકાન્તા નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| નર્મદા નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| શુરવિર શિવાજી નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| પ્રેમનંદીકા નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| સીતા સ્વયંવર નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| સત્યવાદી હરિશ્ચંદ્ર નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| કુમુદ કિશોરી નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| મ્હારાણા પ્રતાપના ઓપેરા | ૦—૨—૦ |
| ગોપિચંદ નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| કેદારસિંહ નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| અતિ સુંદરબા નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| ઇન્દુમતી નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| રમણ સુંદરી નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| સંસારી સાવિત્રી નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| નરસિંહ મહેતો નાટકના ઓપેરા | ૦—૨—૦ |

ઉપરના પુસ્તકો કંપનીના મુકામેથી મળશે તેમજ ગુજરાતના તમામ નામીચા શહેરોમાં અમારી કંપનીના દરેક એજન્ટો પાસેથી મળશે—વિનંતિ ગ્રંથ કરતા.